# સતસંગ પ્રકાશ.

## સંત સરજુદાસનો ગોલોકવાસ.

શ્રીહરીની આજ્ઞાથી રચનાર,
હરીના દાસ આશારામ જેભાઈ પણુસોરા.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
મહેતા ચુનીલાલ વરજભુખણદાસ. અમદાવાદ.

અમદાવાદ,
આ. 'યુનિયન' પ્રિન્ટિંગ પ્રેસ કંપની લીમીટેડ ટંકશાળમાં
મોતીલાલ શામળદાસે છાપ્યું.

આવૃત્તિ પહેલી. પ્રત ૭૦૦૦.

સંવત ૧૯૬૮. સને ૧૯૧૧.

( સર્વ હક્ક સ્વાધિન રાખ્યા છે. )

કિંમત અમૂલ્ય.

ॐ શ્રી.

# સત્સંગ પ્રકાશ.

## દોહરા.

શંભુના સુતને નમી, વંદુ વારંવાર;
આ સત્સંગ પ્રકાશનો, કરજો જય જયકાર. ૧
દેવ મુનિ ગુણિજનને, પ્રીતે કરી પ્રણામ;
આરાધીને અંબિકા, ધરૂં લખવાની હામ. ૨
ગુરૂ-પદપંકજ સેવીને, ધ્યાન ધરૂં હમેશ;
જેથી *ઝડ તુટે નહિ, રહે અચળ જેમ શેષ. ૩
ગુરૂથી લઘુ, લઘુથી લઘુ, લઘુથી લઘુ તમામ;
તે સૌને ગુરૂ ગણી, ગ્રહું કલમ કર ઠામ. ૪

એક દિવસે અધુરચંદ્ર ને મધુમાલિનિ બેઠાં છે. ત્યાં મધુમાલિનિ અધુરચંદ્ર પ્રત્યે કહે છે. સ્વામિનાથ! જેમાં ભગવદ્ કથા આવે ને સમયસૂચકતા હોય એવી રસિક કથા કહો. તે સાંભળીઃ—

## ચોપાઈ.

અધુરચંદ્ર—

નગ્રી એક નિરંજન નામ, વસે મુનિ ત્યાં આતમરામ;
ધ્યાને ધરે હમેશ મહેશ, આવ્યાને આપે ઉપદેશ.

---

* ઝડ—ઝડ ઝમક—તાળ વગેરે.

આવ્યા ત્યાં સૂરતશા શેઠ, પૂજા કરીને મૂકી ભેટ;
વંદન કરીને વદિયા બોલ, જેનો મણિથી મોઘો તોલ.

(ભાગવત મહાત્મ્યમાંથી,)

### શ્લોક.

भाग्योदयेन बहु जन्म समार्जितेन,
सतसंगपंच लभते पुरुषो यदा वै;
अज्ञान हेतु कृत मोह मदांधकार,
नाशं विधाय हितदोदयते विवेकः

ટીકાઃ—સત્સંગ થાય તેથી કામ, ક્રોધ, લોભ, મોહ મત્સર આદિ ત્યાગ થાય. શિયળ સંતોષ વગેરેમાં પ્રીતિ થાય.

સુરતશાહ—આજ મારા ભાગ્યોદયનો પાર નહિ, આપનાં દર્શન થયાં. એમ કહી દંડવત્ કરી, હાથ જોડી, પ્રશ્ન પૂછે છે.

પ્રશ્ન—"મોક્ષ શાથી થાય ?"

~~ઉત્તર~~—

### દોહરો.

તજે વિષયની વાસના, પહોચે અક્ષરધામ;
વિષયને વળગી રહે, ગોથાં ખાય ગુલામ.

સુરતશાહ—મહારાજ ! તેમ કરતાં પોતાનું સમાધાન થાય પણ અનેકની સદ્‌ગતિ થાય એવો રસ્તો બતાવો ?

આત્મારામ—મારો ભગવદ્‌ભજનનો સમય જાય છે. માટે રાજનગરમાં જા.

"પ્રેમ દરવાજે વહેલો જજે, થાજે અંતરથી નાનો;
ડહાપણ મુકી ડોળને ચુકી, સુણજે છાનોમાનો."

એવો ઉપદેશ કરી મહાત્મા આત્મ..મ શિવોહં ! શિવોહં ! ધ્યાનમાં બેઠા. સુરતશાહ રાજનગરમાં આવ્યા, ત્યાં ચિત્ર વિચિત્ર ને રમણિક સ્થળો જોતાં જોતાં બોલી ઉઠયા.

## મનહર છંદ.

આવો લાવો દામ એમ વદતી કામનિયો તે,
જામનિમાં રામ તણી માળા કર સાહ્ય છે;
માછીઓ મારતા મચ્છ સ્વચ્છ બની ભજે હરિ !
નિત્ય નિત્ય સતસંગ કરવાને જાય છે.
ભીલોએ ભેગા મળીને દેશણુંથી કાઢયો દારૂ,
હરિ તણા ગુણ નિત્ય ગાથાઓમાં ગાય છે;
અટકળે આશારામ નીચમાં આચાર આવ્યો;
અનાચાર ઉંચમાંથી થોડો થોડો થાય છે.

સુરતશાહ—સડકો ને મીલો જોતા જોતા જાય છે તેવામાં વિચારવાદળી ફેલાઇ ને આનંદની વૃષ્ટિ થઇ, શાન્તિના સરોવરમાં નહાવા પડયા. ડુબકી મારી જુએ છે તો હજારો હરિજનો બેઠેલા તેમાં કોઇ બોલતું નહોતું, ને કલેશ નહોતો. તે જોઇ વિસ્મય પામ્યા કે આ સ્વર્ગ હશે કે શું ? સ્વર્ગ હોય તો ઇંદ્ર હોય, પણ આ તો પરમ સંતોષિ મહાત્મા છે. કોની જોડે વાત કરૂં. ગુરૂ મહારાજે કહ્યું છે કે:—"છાનો રહેજે ને

સાર શોધી લેજે. પૂર્ણ સંતોષિ છે તેથી ગુરૂ દત્તાત્રય હશે ? એમ ધાર્યું. એટલામાં શ્રીમદ્‌ભાગવત એકાદશ સ્કંધની કથા ચાલી. તેમાં ગુરૂ દત્તાત્રયનું, યદુ રાજાને ઘેર જવું થયું. ત્યાં યદુ રાજાએ પૂછયું, મહારાજ ! આપ આનંદસ્વરૂપ છો તેનું કારણ શું ?

'ગુરૂદત્તાત્રય—શ્રીમદ્ ભાગવત્, આત્મપુરાણ વગેરેથી જ્ઞાન મેળવી ૨૪ ગુરૂ કરેલા છે.

**છંદ મનહર.**

પૃથ્વી વાયુ ને આકાશ, અગ્નિ જળ ચંદ્ર સૂર્ય,
હોલો અજગર દધી પુરાણ લખાયા છે.
પતંગિયુ મધમાખી હાથી પારધિ હરણ,
માછલુ વેશ્યા ટીટોડો બાળક વંચાયા છે;
કન્યા બાણનો ઘડનાર પન્નગ કરોળિયો,
કીટની ભમરિ દેખી સર્વ ગુણ સાહ્યા છે,
અટકળે આશારામ એવા અનુભવી ગુરૂ,
દત્તાત્રયે દેહભાવ મૂકી ચોવી ગાયા છે.

શ્લોક.

**मन एव मनुष्याणाम् कारणं बंध मोक्षयो.**

બંધ ને મોક્ષનું કારણ મન છે, માટે મનને જીતવું.

યદુરાજા—ભાગવત કેટલું છે તે કહો ?

## છંદ મનહર.

પ્રથમમાં ઓગણીશ, દ્વિતિયની માંયે દશ,
તૃતિયમાં તેતરી ને ચોથે એકત્રીશ છે.
પંચમાંય ષટ્વીશ ષષ્ઠમાંય ઓગણીશ,
સપ્તમાંહી પક્ષપૂરા, અષ્ટમાં ચોવીશ છે;
નવમાંય વીશચાર દશમની માંહે નેવુ,
એકાદશ એકત્રીશ બારે તેર ઇશ છે.
અટકળે આશારામ, ભાગવત પુરાણમાં,
વ્યાસે વર્ણવેલા અધ્યા ત્રણસેં પાંત્રીશ છે.

યદુ રાજાએ ગુરૂ દત્તાત્રયની પૂજા કરી આંખો મીચી ધ્યાન ધર્યું એટલે દત્તાત્રય અંતર્ધ્યાન થયા. તેમ સુરતશાહ વિચારે છે. આતે સ્વર્ગ કે વૈકુંઠ ! એટલામાં કથા વિસર્જન થવાનો સમય થયો. ત્યાં એક સ્વધર્મ નામનું પેપર આવ્યું. તે મુકુંદરાય માજીસ્ટ્રેટ વાંચવા લાગ્યા; તેમાં સ્વધર્મનું લખાણ જોઇ હરિજનો સાંભળવા ઉભા છે.

## છંદ પ્રીયઘટિકા.

અપંગને ઉમંગથી ન દામ એક આપિયો,
ઉદ્યોગથી ન રોગ એક જંનનો તેં કાપિયો;
સ્વધર્મમાં ન પર્મે વિત્ત આળસેં તેં વાવર્યું;
જન્મીને આ જગતમાં સ્વધર્મ કર્મ શું કર્યું,
પડયો પુરંન પૂર જોર તોરના વિચારમાં,

બુડયો મદંધ અંધ ધંધ યુદ્ધના બજારમાં;
ન રામનામ અંત આવતા સુધીમાં ઉચ્ચર્યું. જન્મી.૨
રંડીઓ કુભંડીઓના ફંદમાં ફસાઇ ગયો,
પરોપકાર એકવાર પાઇનો તેં ન થયો;
છકેલ ને બકેલ માંહિ ચિત્ત તાહરૂં ઠર્યું. જન્મી.૩
પુન્ય માંહિ ન્યૂનતા કરિ તેં હામ દામમાં,
પાપની દુકાન તેં રચાવી ઠામ ઠામમાં;
દિનને રિબાવિ દ્રવ્ય સર્વ ધામમાં ધર્યું. જન્મી.૪
જોઇ સુગ્રંથ પંથ સત્ય વિદ્વતા ન વાપરી,
સધન જ્ઞાન શોધવાને ના કરી મુસાફરી;
મંન તંન ધંનથી ન દુઃખ પરનું હર્યું. જન્મી.૫
પિંડ ને બ્રહ્માંડનો ન શોધ શાસ્ત્રથી કર્યો,
વિરક્ત જ્ઞાન દાનથી ન વ્હેમ કોઇનો હર્યો;
સુયશ છોડ વાવિયા ન કામ તેથી શું સર્યું.જન્મી.૬
દેહનું હમેશ ધ્યાન જ્ઞાન માનથી ધર્યું,
સેવિ સત્તયેરૂ આત્મનિરૂપણ ના કર્યું;
બુડયોજ કાળ ઝાળમાં ત્રિવેણી વ્હાણ ના તર્યું. જન્મી.૭
ચેત ચેત ચેત આ અતુલ્ય ભુલ્ય થાય છે,
કે'છે આશારામ જો સ્વધર્મ પત્ર ગાય છે;
વિવેકથી વેદાંતમાં અનેકે એમ ઉચ્ચર્યું. જન્મી.૮

સ્વધર્મ પેપર સાંભળીને ઘેર ગયા સત્યામૃતની વૃષ્ટીથી

આનંદ સમુહમાં સુરતસા વિચારે છે કે આ કોણ હશે વ્યાસજી કે વસીષ્ઠ મુની કે શુકદેવજી જેઓએ પરિક્ષતને સાત દીવસમાં મોક્ષ આપ્યો હશે તે હશે કે ગોસ્વામી શ્રી તુળશીદાસજી હશે કે શ્રી સુરદાસજી હશે એમ વિચારી પાસે આવી જુવે છે.

## છંદ મનહર.

વાકય વૃષ્ટી થાય તે શુ વ્યાસ કે વસીષ્ટ હશે.
બોધે મોક્ષ થાય તે શુ શુકનો પ્રકાશ છે
રામ નામ તણા જાપ જીભ્યાયે જપાય તે શુ,
તુલશીદાસજી તણો નીકટ નીવાસ છે.
શબ્દ સરવાગવાથી ભાગી જાય મોહમદ,
તે શુ સુરદાસ તણો આવતો ઉજાશ છે.
આશા પૂરા પ્રેમ થકી પાસે આવી પેખ્યુ ત્યારે,
શ્રી હરી સેવાના પાત્ર શ્રી સરયુદાસ છે. ૧

તો હરીજનોના મુખે ખબર થઇ કે શ્રી સરયુદાસ માહારાજ એજ શરીરને કહે છે સુરતસા આનંદ પામી બોલ્યો પણ સત સંગના પ્રવાહથી સંતનાં લક્ષણ જાણતો હતો તેથી એકાએક દૂર જઇ બીજા હરીજનો પ્રત્યે ઉચરે છે.

## श्लोक.

अहोन्द्र जन्मा खिल जन्म शोभनं
किं जन्मभिः स्त्र परैरङ्य मुस्मिन् इ०—

ટીકા—અહો ! સ્વર્ગમાં અવતાર થાય તે નકામા છે. અહીં મહાત્માઓનો સમાગમ થાય છે તેથી આ લોક ઉત્તમ છે.

### દોહરો.

શરયુમાં ન્હાવા થકી, તનના મેલ તજાય;
આ શરયુને નિરખતાં, મનના મેલો જાય.
શરયુની શોભા ઘણી, અવધપુરીની પાસ,
આ શ્રી સરયુદાસનો હૃદય હૃદય નિવાસ.

તે સત્ય સ્વરૂપને કર્ણ પડવાથી કહ્યું કે મહાત્માઓનાં વખાણ કોઇએ કરવાં નહી ને તેથી તેમને દુઃખ થાય છે. નિંદા ભલે કરો તાપ તાઢ અસીજળ વનચરથી થતાં દુખ સહેવાં સહેલ છે પણ વખાણ બાણ ખમવાં મુશ્કેલ પડે છે.

તે સાંભળી સુરતસાઃ ડંડવૃત કરીને બોલ્યો. સંત ચર્ણની રજથી આ દાસના જાણવામાં છે રવીના પ્રકાશને સર્વે જાણે છે રવીને જશની જરૂર નથી પણ પ્રકાશ દેખી અંધારામાંથી પ્રકાશમાં આવવા આશા રાખું છું. સત્ય સ્વરૂપ કે છે ઠીક પણ જુઠના જોડાના વહોરેશ નહી સત્યની સીડીએ ચઢજે.

સંતનો પ્રવાહ કેવો છે તે સાંભળ પછી આડી વાતો કાઢ.

### દોહરો.

કાળા ધોળા કેસરી રાતા પીળા રંગ
તે પટના પટમાં રહે કરે ન કોનો સંગ,
એક અચંબો ઉપજે સત સંગતનો રંગ,
ઘટ ઘટ જાતામાં વધે થાતાં તજે કુસંગ,

માટે હરી કથા સાંભળને દૂર જઇ સમજુતો સમજાવજે ને શંકા જાડે તો પૂછવા આવજે પ્રભુમતી આપશે એમ થશે માટે બેશ કથા સાંભળઃ

શ્રીમદ ભાગવત પંચમસ્કંધમાં પ્રાચીબ્રુહી રાજાને પુરંજનના દૃષ્ટાંતની કથા સાંભળી પ્રેમથી કથામાંથી ઉઠી દૂર જઇ હરીજનોને ભજન સંભળાવે છે.

જોને જાગી જીવ અભાગી તારા તનને તસ્કર લૂટે,
ઘડી ઘડી થતાં ઘંટ વાગશે આયુષ દોરી ટુટે. જોને૦ ૧
કણુ અણુથી સ્વર્ગ સુધીનો લોભ ન તારો ખુટે,
જુઠા ઝઘડા કરી કરીને મીથ્યા માથુ કુટે. જોને જાગી૦ ૨
ચોરી જારી દુરાચારીથી ઝેરી વસ્તુ ઝુંટે,
મોહ વૃક્ષે છકી જે છેલ્લો કુકર્મ કેરી ચુંટે. જોને જાગી૦ ૩
છાનો માનો છળ છંદોના વિચાર ઘટમાં ઘુંટે,
ફંદી તારો ફેલ ઘડો તે ફટ દઇને ફુટે. જોને જાગી૦ ૪
છબીલાનો છેડો ઝાલે તો છળ સૌ તારા છુટે,
દાસ આશો કહે હરી ભજ્યાથી તૃષ્ણા વેંગ વછુટે. જોને૦ ૫

**ભજન.**

જય શ્રી કૃષ્ણ રામ રામ ભજો ગીરીવરધારી,
શ્રુતી શાસ્ત્ર સમૃતીઓઃ આવે ધ્યાન ધારી,
વદે નીગમ અગમથી પોકારી. જય. ૧
ચર્ણ સર્ણ લેવા આવે ગંગ અંગ વારી,
ગાય ગાથ સાથ સાથ નિત્ય નરનારી. જય. ૨

કોકીલી કલ્લોલ બોલ બોલતી ઉચારી,
ગાજી ઘન ગગનમાં વગાડે નગારી. જય. ૩
વિદ્યુત ચમકાવી અંગ દેતી માન ભારી,
આશા ગાય તેની જાય ભવની બારી. જય. ૪

જય શ્રી હરી કહી સર્વે પોત પોતાને સ્થળે ગયા. કોઇ પ્રસંગ શ્રીમદ ભાગવત દસમસ્કંધની કથા સાંભળી કથા પછી અન્ય અન્ય સ્થળે ભજન કે છે:

## ભજન. ૨

ઓળખી લેને અંતરજામી, મૂકી મીથ્યા વાત હરામી.
સર્વ થકી તો દામ જ વહાલો નિત્ય કમાવા દોડે,
તેથી પ્યારી પત્ની જાણી આણીને ચીત જોડે. ઓ.
સ્રીથી સુત ઘણેરો વહાલો પ્રીત કરીને પાળે,
વિરૂધ વરતવે પડે વછુટા કંઇ વેચાયા કાળે. ઓ.
વહાલો દેહને તેથી ઇંદ્રીયો તેથી પ્રાણ વધે છે
પ્રાણ બચાવા માટે ઇંદ્રીયો કોઈ રામે છેદે છે. ઓ.
પ્રાણ જાય તો સારૂ થાયે મટે ખલકની ખામી,
દાસ આશીષ કહે કહેનારોએ ઓળખ અંતરજામી. ઓ.

## છંદ.

વાદે વાદે હરી ગુણાનું વાદ, સ્વાદે સાદર ઉર પૂરનો પ્રસાદ
તે કોણ જાણીને મુખેથી કહેના, શ્રોતા થઇ કોણ કર્ણેથી લેના.

સર્વે શ્રોતા ત્રીજા સ્થળે ગયા પછી કોઇ પ્રસંગ શ્રીમદ

3293

ભાગવત એકાદસ સ્કંદ કદ્રુગીતના પ્રસંગનો સાર સમજી કથા વિ-
સર્જન થયે શ્રોતાઓને દૂર દેશ જઈ સુંરતસા ભજન કહે છે.

## ભજન.

તારાં વિચાર મીથ્યા જાશે; આવી કાળ અચાનક રહાશે.
વાગે સરકે પડે વિજળી ઝટ ઝડપીને લેશે,
દાટયુ મૂકયું સુત વનીતાને કોણ જઇને કહેશે.
કરડે નાગ કે પલેગ પરસે કરીશ શુ તું ત્યારે,
વાતો કરતાં વટે જઇશ તો વિલ લખીશ તું કયારે. તા.
કરે કોળીઓ કાળ અચાનક ખાતાં વસ્તુ ઝેરી,
કે પૂઠળથી પડતુ મૂકી વાટે મારે વેરી. તા.
ચેતે તો ચેતાવું તુજને જોડ પ્રભુશુ પ્રીતી,
દાસ આસો કહે કાળ કરાળને જઈશ જરૂર તું જીતી. તા.

લઇએ નારાયણ નારાયણ નારાયણ નામ,
શ્રીમંન નારાયણ નામ લઇએ બેસે નહી દામ.

સૌ નોખે સ્થળે ગયા પછી કોઇ સમે પ્રસંગોપાત શ્રીમદ ભાગવત એકાદસ સ્કંધમાં ગુરૂ દત્તાત્રયની કથા સાંભળવાથી છેવટનું પરિણામ આત્મા ઓળખવાનું ભજન હરીજનોને ત્યાં કહ્યું.

મહાત્માનો એકાક્ષરનો ઉપદેશ.

## કવિતા.

કો જન કહે મુજ કરમાં કોટી વડનાં વૃક્ષ
સૂણતાં તે સમજાય ના જોયેં થાય પ્રતક્ષ

બીજક તે કરમાં વસે વાવ્યે વૃક્ષ પમાય
એ અંકુર ઉરમાં વસ્યો જેથી લેખ લખાય.

## ભજન.

મન જો મંદીરમાં તપાસી અંદર ઓળખ છે અવિનાશી. ટેક.
ખણુ ખણુ ખણુ ખણું વાગીને જો કેછે કરનાં કાંસી,
મળ્યા વિના એ મહા પુરૂષને ટળે ન કાળની ફાંસી. મન.
ઘટ ઘડીઆળો વારા ફરતી વાગે માપ આ માપે,
ચાલે આતી ચલાવનારો ચૈતન ચાવી આપે. મન.
રોમ ફળોને ત્વચા હસ્તીઓ જાણીશ નહી તું તારાં,
પંચ ભુતને પ્રાણુ ઈંદ્રીયો માનીશ નહી તું મારાં. મન.
દર્શે એજ અમર અજરને સતગુરૂ જેને મળીઆ,
દાસ આસો કહે ભવસાગરના ફેરા તેના ટળીઆ. મન.

કથા વિસર્જન થયે સૌ હરીજન નીજ સ્થળે પધાર્યા પછી સુરતસા એ મહાત્માને દંડવૃત કરી પૂછ્યું માહારાજ ઘણા લોકોની સદગતી થાય તેવો રસ્તો બતાવો. શાન્તપણેથી માહારાજે કહ્યું ડંકપૂરીમાં જાવ ત્યાં તમોને પ્રભુ કૃપા થશે આ શરીરને ભગવત સમર્ણનો સમય છે સુરતસા જય સચીદાનંદ કહી ડાકોર આવ્યો ત્યાં નિત્યે શ્રી રણછોડરાય મહારાજનાં દર્શન કરે છે ને નહાય છે ખાય છે ને ગોવિંદ ગીત ગાય છે.

## ભજન.

હરી હરી ભજરે (૨) ફરી જન્મ ના આવે
દેવ દાનવ અને માનવી ગોવિંદના ગુણ ગાવે,
જન્મ્યા પહેલું પય સરજાવ્યું ગર્ભ વિશે બચાવે;
પવન પાણી પ્રકાશ કરીને પારણીએ ઝુલાવે. હરી.
કોટી કીટ વિટથી ઉગારી અંદર રંગ રચાવે,
દે દર્શન આવીને તુજને સમૃતી સર્વ જણાવે. હરી.
સેવા સમરણ કીરતન કરતાં મનને સીદ્ધ સુઝાવે,
સત સંગત કરી દાન પુન્ય તે નિત્ય કર્ય નિર દાવે. હરી.
અમુલખ અવસર આવેલો આ ફરી તુને નહી ફાવે.
આશારામ કહે હરી ભજે તે જમ હાથે ના જાવે. હરી.

બોલો શ્રી રણછોડરાયકી જે પુંડરીક વર્ધ હરીવીઠલ રાત્રે નવ વાગે શ્રી સંતોષ સર્માની કથાનો પૂર્ણ લાભ મળતો એક દીવસે કેટલા અજાણ્યા લોકોએ સંતોષ સર્માની હકીકત પૂછી કે તે શું કામ કરે છે ને શું ગાય છે શું ભણ્યા છે તે તમે જાણીતા હો તો કહો અમોને ઈચ્છા છે તે સાંભળી આ દાસે નીચે પ્રમાણે કહ્યું.

## છંદ.

તરંગ કાવ્ય રંગના અનેક ઉચ્છળે.
જેમ સરીતા જઈને સિંધુને મળે
સૂણે રામ નામ ઠામ ઠામમાં ફરી

બોલતામાં બાર બોલ શ્રી હરી હરી. ૧
પૂર્વ પુન્યની કમાણી છે ખરેખરી
વાપરે વિશેશ તેમ ખૂટે ના જરી
કામમાંહી શ્યામની કરે છે નોકરી. બોલ૦ ૨
વાંચવાને સાંચવામાં નામ રામનું
લખાય લેખમાંહી નામુ જક્ત જામનું
પાળવામાં પાપની અમાપ છે કચરી. બોલ૦ ૩
બાળ ને ગોપાળ પર પ્રીત આચરે
સમર્ણ સેવાની માંહી લેશ ના ડરે
જમાડે રાધા શ્યામને તે નીત્ય નોતરી. બોલ૦ ૪

આ ઉત્તર સાંભળી જન સમુ પ્રભુની ગતી કેવી છે જે ભજે છે તેને તજતા નથી એ જરૂર જણાય છે.

શ્રી ડાકોરમાં દર વરસે કારતક વદી બીજેથી શ્રી હરીના નામ સમર્ણની સભા બેસે છે ત્યાં પુરાણી ભાગવત વાંચે છે ને બીજા લોકો ફરતા ગાય છે સાત દીવસ અખંડ રાત્રી દીવસ તે દરસનમાં સંવત ૧૯૬૮ ના કારતક વદી ૫ વાર શનીએ આ સેવકને જવું થયું ત્યાં પ્રથમ શ્રી હરીના ઉચાર કરી કુશળતા અન્યો અન્ય પૂછતાં માહારાજે જણાવ્યું કે સંત સીરોમણી શ્રી સત્યુદાસ માહારાજ ગુરૂવારે શ્રી હરી શરણે થયા એ પ્રભુએ સતસંગનો ઘણો લાભ આ શરીરને આપ્યો છે ભક્તદાસજી તાર આવવાથી ગયા છે આ શરીરથી જવાય તો

સારૂ પ્રભુને ગમે તે ખરૂ નાશવંત શરીરનો શોક કરવો અ-
યોગ છે પણ આપણા દેશમાં એઓની ખામી થૈ જય. શ્રી
હરી કરી ભજનમાં ગયો. સભા પૂરી થયે અમદાવાદ આવતાં
મેતા ચુનીલાલ વૃજભુખણદાસનો સંગાત થયો. આવીને જોયું
તો લોકો ભીન્ન ભીન્ન વાતો કરતા હતા.

હરીજનોને અન્ય માહાત્માઓ કહેતા કે શોક શાનો ધ-
રો છો ને કોઇ પણ પ્રકારની ગરબડ ન કરો પ્રભુને ભજો એજ
સાર્થક છે પણ લોકો જેમ જશોદાને ઉધવજીએ બ્રહ્મજ્ઞાન
કર્યું તોય કે મારા પુત્ર એજ ખરા તમારૂ બ્રહ્મજ્ઞાન રહેવા
દો એમ ગોપીઓ પણ કહેતાં હતાં તેમ લોકો કહે છે.

## છંદ મનહર.

પાપીઓ કુમતીઓને રતીઓ છતીઓ કરી.
સતીઓએ પતિને સુબોધે સ્વીકાર્યા છે
અધર્મ આચરનાર પાપે પેટ ભરનાર
ઠગાઇથી ઠરનાર શબ્દ સરે હાર્યા છે
ખેદ ખાડીમાં પડેલા તણાતા લોભને નીરે
તેને સતસંગ અંગે વળગાડી તાર્યા છે.
શ્રી હરી સેવાના પાત્ર મહાત્માએ દયા કરી
રડતા રખડતાને પડતાં ઉગાર્યા છે

દયાના પાત્ર પરોપકારી ને કેમ ન સંભાળીએ જુઓ તે
દીવસે હડતાળ પાડી આખું શેહેર રાંમે રામ રામ રામ રામ જ

કહેતું ફેરતું હતું. તેનો દેખાવ કેવો થયો હતો.

## છંદ મનહર.

ઠામ ઠામ રામ નામ જપે જનો મુખે તે શું
ભક્તીની વખારો સંત શેઠીયાયે કહાડી છે
જન વૃંદ મળી મળી અપાર ઉચ્ચાર કરે
તે શું બ્રહ્માનંદ તણી વિલસતી વાડી છે
ચલતાં સાબરમતિ ધરે છે હરીનું ધ્યાન
તે શું ત્રીલોકપતિએ વેણુંને વગાડી છે
જોતાં સંત પ્રભુ પાસ સધામ પધાર્યા તેથી
રાજનગરમાં આજ હડતાળ પાડી છે.

જ્ઞાની પુરૂષો હરીજનોને સમજાવે છે કે શોક ધરવો એજ યોગ નથી મોહ હોય તો જ શોક તો મોહ નતો તો શોક ન કરવો એજ યથાર્થ છે.

## છંદ મનહર.

સંભાળી સંભાળી સુખ વિયોગનું દુઃખ કાપો
વાવેલાં સુબોધ બીજ ત્રીજથી તે ના મટે
માનતા ગુરૂને પણ ગુરૂતા ધરાવી નથી
લઘુતા ધરાવી ગયા ગુરૂવારે છેવટે
સુધીનુ સ્વરૂપ તોય વિદીનું વધાર્યું માન.
કારતીક તાત પાસ ઉપડયા અડસટે.
દેહ છેહ થાય તોય જ્ઞાનીઓ ગણે ન તેહ
આશા આત્માને જવા આવવાનું ના ઘટે.

## છંદ સોરઠા.

કહે નરોતમ ટેક છેક જવા દો તમ તણી,
'માનો મારૂ એક સર્વેથી સમજાય તમ
છંદ તણા સૌ ફંદ કબંધ સૌ છુટી જશે,
માટે લખો ન છંદ રાગ રસીલા દાખવો,

## દોહરો.

શોકનું શુળ હોય ના શોક ઉપર સમજાયં,
શોક કર્યા વિન સર્વના શોકનું મુળ ન જાય.
શેઠીયા ઉરમાં ઉચારેને વેઠીયા કરતા વિલાપ,
ખેડુ ભાડુતી કહે ના ઓળખાયા ટાળત આપડા તાપ.
ભીક્ષુક કહે છે ભાળતા તેના ટાળતા ત્રીવીધીતાપ,
નાના મોટા કહે ટોટા પડયા કોણ આપશે જ્ઞાનની છાપ.
ભેદ ન ધારતાં ચારે વેદના બોલતા લોક અમાપ
સતસંગ રંગે રંગાયાથી પારધીએ તજયાં પાપ ગયા. ૩
મોહ બંધમાં ફંદે ફસાતાને કાઢશે કોણ દૈ થાપ
ચોરીને ચાડીથી ઉગરીઆ એ ભજનનો પરતાપ ૪

## ભજન.

રામના વનવાસની વેળા એયોધ્યા થઈતી અધીર
તેવું આજ રાજનગરમાં રહેતું નથીકો 'ધીર ૧
દહન ક્રીયાએ દ્રુધેશ્વર જાતાં માર્ગે લોક ન માય
સબ નવરાવતાં કરાંજલીઓથી સાબરમતી ઉભરાય ૨

અગર તગરૂ ચંદન લાવી ચિતામાં હોમે અપાર
રામ નામ જપે મુખથી કરે સુર્યને નમસ્કાર;
સંત કૃપાથી જાણુતાં જે જન નાશવંત છે શરીર 3
માટે મર્મ વિચારી જૂઓ ના વિમાસો તમે વીર
નારાયણુ નારાયણુ નારાયણુ હરી શ્રીમન નારાયણુ નારાયણુ
નારાયણુ હરી. ૪

ઘડે ભાગે ઘડનારો ઘાટ જોનારાને શો ઉચાટ
પંચમા ભુતનો દેહ તેતો પંચ વાટે વિખરાય
સ્થુળ શરીર તે સ્થુળને માર્ગે આવેલુ એમ જાય. ૧ ઘડે.

સુક્ષમ વાટે સુક્ષ્મ જાય વર્તીમાં વર્તી સમાય
કારણને મહા કારણ તેતો તારણથી સમજાય ૨

જાગૃતમાં જે દેખેલું તે સ્વપ્ન વિશે દેખાય
સુસુપતીમાં સુખે સૂવે કહે જાણુતો નહોતો જરાય 3
જાણુતો નહોતો તે જાણ થઇને અજાણુ થૈ અળપાય
આશાએ જાણ ઝવેરી ઓળખ સતગુરૂ સ્હાયે થાય ૪

જયચંદ્ર નામના જગત શેઠ આવી જય બોલાવી કીર્તન કરેછે.

ગવાય તો ગોવીંદને ગાજો પવાય તો હરીરસને પાજો;
મંગલકારી મુરતી મોરારી શ્રી હરી સુંદીર શ્યામ
નિત્યે પ્રીત્યે ભજી લો તેને દેવો પડેના દામ ગવાય તો
નટવર નાગર નંદ કીશોર ગોવરધન ઘનશ્યામ
મોહન મોર મુકંદ સુછંદ આનંદ વૃંદના ઠામ. ગવાય.

શારદા શેશ હમેશ રટે લઇ સહસ્ત્ર મુખે સુખે નામ
મોરલી ધારી કુંજ વિહારી વિશ્વ તણા વિશ્રામ ૫.
આતે ઉપકારીની બલીહારી જો જગ સારી ન્યારી ન્યારી તમામ
આશા અક્ષર મુખને બોલથી ઓળખી કરાય કામ ગવાય
શ્રી ગોવરધન નાથ કીજે રાધે શ્યામ રાધે શ્યામ થયા પછી
શ્રી નીર્મળદાસ સંત ગુણાનું વાદનું વર્ણન કરે છે ત્યાં
સત્ય સ્વરૂપ બોલ્યા જે છે તે છે. હરી હરી ઠાલી વાતે
સા માટે કરો છે નીર્મળ દાસઃ—

## દોહરા.

રહે ગુણની કીરતી રહેન દાટયો દામ
ઘણા નૃપ ઘસૈ ગયા રહ્યું રામનું નામ
કવિ કરીને મહાન્તનું મુવા પુઠળ મુલ.
અમલ તોરી પ્રિયા તણી પ્રગટ થાતાં પુલ્ય

પાછળથી ગુણાનું વાદથી આગળ સતસંગનો પ્રકાશ થાય તેથી સર્જનો સુવૃતી ધારણ કરે એ અખંડ પ્રવાહ ખૂટે નહી એવું ઘણા ગ્રંથમાં વાંચ્યુ છે સત્ય સ્વરૂપ કહેછે ઠીક હરી ઇચ્છા નીર્મળદાસ સંત સ્વરૂપ ખ્યાન બતાવે છે તેમાં વૃદવત જ્ઞાનજ છે તે સાંભળો અને સમજો.

## રાગ. વૈદ્રભી વનમાં વવલે.

મર્યાદા મૂકે નહી જીવે જળમાંહી મીન
સત્ય સરીતાથી કદી થયા નથી ભીન્ન.
સંત સુધામ પૈધારીયા.

ચંદ્રમાં પ્રીત ચકોરની રહે આઠે જામ
સ્વાંસે ને શ દે ચૂકયા નથી રસના થકી રામ રામ. સં૦
મરતાં લકી મૂકે નહીં જેમ હરીયલ કાઠ
તેમ પ્રભુના નામનો ચિત્તે ચોડીઓ પાઠ. સંત૦
જેમ ધ્રૃવની માછલી અંતે ઉતર જાય
કાયા ફ્વાયે તોગ પણ જ્ઞાને ગોવિંદ ગાય. સંત૦
લોહ ચમકને દેખીને ઝાલે દોડીને ઝટ
પ્રેમથી પંદી સુછંદથી પકડયો પ્રભુનો પટ. સંત૦
નરમાદા છેટાં પડે મળે લાવીને દાવ
ભેટીઆ બ્રહ્માનંદને આણી અંતર ભાવ. સંત૦
અર્કને ઉગ્યા જાણીને ખીલે કમળનાં ફુલ
સતસંગ રવી ઉગતાં નથી ખાધેલી ભૂલ. સંત૦
માયીક વૃષ્ટી દર્શીને નથી ચૂકવી ધીર
સ્વાતી શ્રી રામના નામનું ઉરે ઉતાર્યું નીર. સંત૦
બોલ બીજ જેણે ગ્રહ્માં પાળી રેણી નીશંક
છત્રીસી છૂટી ગૈ પડયા ત્રેસટ અંક. સંત૦
વકતાને ભકતો વળી દીઠા જગમાં અપાર
કેણી રેણીમા રેણુમાં દીઠા હાલ તો ચાર
સર્વે હરીજનો બોલી ઉઠયા ચાર કોણ.

## દોહરો.

ડંકપૂરીના ધામમાં હરીદાસ હરીદાસ
સેવા મેવા લઇને રહે હરીની પાસ

જન ઉધારણ કારણે ઠરી રહેના ઠામ
વ્યસન તજાવે વણજએ જાનકી દાજી રામ
વાવીને વર્તી ગયા ઘટ ઘટ બ્રહ્માનંદ
શરીર નામ સોહ્યામણું એક એકૈતાનંદ
શાણા સમજી ઉર વિશે રહેજો સર્વ નચંત
ગો લોકે પધારીયા રાજનગરના સંત.

બીજા ધ્યાની જ્ઞાની મુનીજનોને વિવેકી વકતા માહાત્માઓ ઘણા હશે બહુ રત્ન વસુધરા પણ આ જુજ મતીના જાણવામાં પ્રભુએ જે સુચવ્યું તેજ લખ્યું છે માટે સર્વે હરીજનો માહા મુનીઓને સંત પુરૂષોને દંડવૃત કરી વિનતી કરૂ છું કે શ્રી હરીનું ભજન કરો.

રાગ.

વેદનું નવ નીત્ય એ છે રે હરી નામ જે લે છે
નારદ શારદા જાપ જપે છે શાસ્ત્ર સીધાન્તોમાં કહે છે. હરી
ભુમંડળનો ભાર સહે છે ભોમાએ બ્રહ્મમાં રહે છે રે
કારણને ભવતારણ તે છે આશાએ લેખ લખે છે રે.

શ્રી હરીના નામ સમર્ણનું શું બળ છે શ્રી રણછોડરાયજી માહારાજ સમક્ષ નામ સ્મરણ સભામાં માહાત્માનુભવીને મુખેથી શ્રવણ કરેલ નામ મહાત્મે.

છંદ.

નામ નૌકાથી ભવસાગરનો વારંવારનો આવે પાર
કરી સતસંગ રહે ઉમંગે જ્ઞાન રેનથી બેચે મન

વિચાર વાજી મળે ભક્તીને તો હરીનાં થાયે દર્શન
આનંદે સ્વછંદે ... દે તનમનમાં પ્રગટે મોરાર. નામ ૧
તરવા ઠરવાનું ઠેકાણું નામ થકી નીર્ખાયે ઠામ,
પઇ જઇને મોહોર રૂપિયો આપે માપે લઇએ નામ ૯
કિમત હિંમતને હીકમતનો નામ થકી ચાલે વહેવાર. ના. ૨
હર હરી નામ સ્વર વ્યંજનમાં વ્યાપી સ્થાપી રહે વિશેશ
સારદશારદ વદે વદનથી સહસ્ત્ર મુખેથી સમરે શેશ
ઓંકારસે પ્રણવ મંત્રનો આદ્ય થકી થાયે ઉચ્ચાર. ના. ૩
ધ્રુવ અમરીશ પ્રલાદ વિભીક્ષણ પળ પળ જપતા ઠામો ઠામ
અજામેળે પુત્ર પ્રભાવે નારાયણનું લીધું નામ
હરીચર આવ્યા દુત હઠાવ્યા યમ તણા ચાહંદા ચાર. ના. ૪
અહલ્યા તારી મીરાં ઉગારી ધ્રૂપતીનાં પૂર્યાં ચીર
ગ્રાહ થકી ગજેંદ્ર મુકાવ્યો ભરેલું જ્યાં ભારે નીર
ભીડ ભક્તની જગતમાં જાણી નરસૈયાને આપ્યો હાર. ના. ૫
વ્યાસ વસીષ્ટે ગ્રંથે ગાયા ગર્ગે નૌતમ પાડયાં નામ
શુકદેવે વેદાંત સિધાંતે વિશેને આપ્યો વિરામ
પરિક્ષતને પાર ઉતાર્યો જગમાં વ્યાપ્યો જય જયકાર. ના. ૬
સ્વર્ગ અને અપવર્ગ વિશે તોળ્યાં તાદ્રશી તત્વ તમામ
ભુતળમાં ભવભંજન કેરૂં વદ્યુ વિબુધો કહે છે નામ
ષટ શાસ્ત્રનું નવનીત્ય જે છે વેદ વૃક્ષ તણો વિસ્તાર. ના. ૭
રણછોડરાય તણી કૃપાયે દર્શી ડંકપૂરીનું ધામ
શ્રી હરીના દાસોનો દાસ અષ્ટક રચે આશારામ

શ્રવણુ મનન ને ધ્યાને જ્ઞાને અનહદ ઉચરાવે ઉચાર. નામ. ૯
જયશ્રી કૃષ્ણના ઉચાર કરી હરીજનો બોલ્યા પ્રભુ તે લેખ લ-
ખવા આવતા હશે કે જૂઠાં ગપાં મેલો છો જ્ઞાનીઓ, પ્રેમ
હોયતો આવે ને આવે.

રાગ રંગીલો રંગીલો રણછોડરાય રંગીલો.

લેખમાં લટકે આવે લાલાજી મારા લેખમાં લટકે આવે,
હૃદય કમળ કદી ન કરમાવે ફુંક મારીને ફુલાવે લેખ.
થન થન નાચી પદ રચાવે તાળીથી તાળને લાવે લેખ.
સિંધુની સહીને નભે ચઢાવે શબ્દ બિંદુ વરસાવે લેખ.
બેસતા બેશ પ્રાશ તે આવે કુછંદ કોશ તજાવે લેખ.
ચમક ઝમકને રકમ ઉઠાવે અલંકાર અંગે ધરાવે લેખ.
ગણ ગણતા તે ગણ બોલાવે અર્થ ધ્વની ઉપજાવે લેખ.
ઉચ્છળી ઉદગારો લાવે ભાવે અમૃત રસ રેલાવે લેખ.
ગુણ ગંભીર ગીરા ઉચ્ચરાવે આશા સુવૃત જોડાવે. લેખ.

## દોહરો.

એ ભજનારો લેખ એ ભજી લ્યો બ્રહ્માનંદ
જેથી જાય જક્તના ફોગટ ફુલ્યા ફંદ
ભજીલ્યો ભાવે મુકંદ મોરાર ૨-૩ વાર.
સાગર ભવસાગરના તારણહાર
નીગમ અગમથી કરે છે પોકાર. ભજીલ્યો.
શાસ્ત્રને શ્રુતીઓમાં સુચવ્યો સાર
પ્રભુ ભજીને ગયા મોક્ષે અપાર, ભજીલ્યો. ૨

શાઈ ગોવિંદ ગીત પામેલા પાર
સુરીનર મુનીનર અપરંપાર ભજીલ્યે. ૩
હરતાંને ફરતાં કરતાં વિચાર
આશા હરી હરી ઉરે ઉચ્ચાર ભજીલ્યે. ૪

## દોહરો.

પ્રેમી ભક્તો બોલીયા આણી પ્રેમ પ્રસંગ
પ્રભુ દર્શનં પ્રીતી વધે એવો કરો ઉમંગ.
જોને બેની ઉભાએ નંદ કુથાર

એ છે હવેલીને એ છે રે બંગલા એ છે બનેલા બજાર
એ છે ઘરેણું જે છે તે એ છે એ છે મારા હઇયાના હાર જોને.
એ છે નાણું ઠરવા ઠેકાણું જાણુ હું દીલના દેનાર
દીઠા છે જ્યારથી ઉભીછુ ત્યારથી એ છે સરજનહાર. જોને
નહાવા ખાવાનુ ચીત્તમાં ચહાવાનુ ગાવાનું સાંજ સવાર
ઘટમાં પટમાં અને ઉલટમાં દેખુએ પ્રાણઆધાર જોને.
ઘરમાં વરમાં અને હુન્નરમાં જાણુ એ જુગદાધાર.
આશાનાં શ્યામને વાતના વિરામને નીરખીયે વારંવાર જોને.

સાંહલીઆ ચાલીશમાં અતી ઉતાવળો એ રાગ;
સંત સધારૂ પધાર્યા સરજુદાસજી.
તે સંમજી ખાતી જાયે ઉપાંધીજો ટેક.
રાજનગરમાં વાવ્યાં બીજ જ્ઞાનનાં
તેના સોભેને થાળે સત સંગજો

અમૃત રસ વરસાવ્યો એ ખુટે નહીં
હૃદય હૃદયમાં ભર્યો રેણીનો રંગજો સંત
અનુભવીઓ લેઇ અનુભવને અનુભવ કરે
જયાં ત્યાં જોતાં ભાસે બ્રહ્માનંદજો
રાગ દોશના કોશ તે ટળી ગયા.
તન મન માંહી પ્રગટયા મોર મુંકંદજો. સંત
નીરક્ષર જને અક્ષર ઉરમાં ધર્યા
ટળીયા તેના ચોરાશીના ફંદજો
પ્રેમ સરીતા વહેતાં નિતી નીકટે
નહાતાં ગાતાં આવે ભજનાનંદજો સંત
ફાલી ફોરી સોભે ઠામો ઠામમાં
વિમળ વૃક્ષનાં વિનય વિવેકી વૃંદજો
દયા દીનતા શાંન્તી કુસુમ સોહામણાં
આશા સમતાનાં ફળ દે સુગધજો. સંત.

દોહરો.

કાયા કહે છે જીવને જીવ જરુરી ઠામ
સમજો સર્જન સહેજમાં દેવા પડે ન દામ

રાગ ધોળ કરીએ કૃષ્ણ ઉપાસંના

કહેછે કાયારે કામની સુણો આત્મારામ ૧
મોહન મળશો કયારે હવે જુગના જીવન શ્યામ ૧
જાવા જાણી જીવનને પ્રગટયુ પૂરણ દુઃખ (૨)

સુખનો સિંધુ સુકે ગયો ભાગી ભવનીના ભૂખ કહેછે ૨
કળાશ્રય તે ...ાયા કરે ધાતુ પોકાર
નળમળ મંદી પડયા તુટયા ત્વચાના તાર કે ૩
પાંચપચારી સાહેલીઓ તેતો થઇ છે ઉદાસ
અન્ધ ઓગણીશ કળકળે દોદશ રૂવે છે દાસ કે. ૪
શિક્ષા દેવા સમર્થ નહીં તોય કહુછુ જરીક
મોહન માનો જો માહરૂ તો તો સઘળુ છે ઠીક કે ૫
સતગુરૂ સર્ણે જઇ લે જો બંદર બોધ
દઢ દલાલ કરાવશે સારા સારનો સોધ કે ૬
શેઠ સત્યને બનાવજો દેશે જ્ઞાનના ઘાટ
તજ જો દુકાનો પાપની તજજો વિષયની વાટ કે ૭
વહાણ ભરજો વિવેકનું કરી તત્વ વિચાર.
સુમતિ સોબતમાં રાખજો તેથી ઉતરશો પાર કે ૮
સીધુ લેજો સાંન્તી તણું લેજો લવણુ સંતો
વિણી નાખજો લોભને દેજો ઉરાડી દોશ કે ૯
ક્રોધ કંચણ જો મળે મોહ જો મચ્છ
શિયળ સોર્ણસે મારજો ઉર રાખીને સ્વચ્છે કે ૧૦
માયા આવે જો મગરી બોલાવજો વૈરાગ
તેને તુર્ત નઠાવશે લાવી સંવેળા લાગ કે ૧૧
આવી તોરી તુપણા તણા જો ઝંપાવે વહાણ
શક્તી ચાપ ચઢાવજો કરી શ્રદ્ધાનું બાણ કે ૧૨

દયા દીવેલ પૂરજો સુરતા કોડીયા માંહ્ય
દીવટ મુકજો દાસાતની અનુભવી અજવાળુ ત્યાંહ્ય ૧૩
સાચી શીખામણ માનીને લેશો સંભાળી સાથ
મોક્ષ મંદીર દરસાવશે આશારામનો નાથ કે ૧૪

મોહનજીએ મોકલ્યુંરે મોસાળુ એ રાગ

વદે જીવ સુણો કાયા રાણી સાચા બોલી તું બોલી પ્રમાણી;
પંચ ભુતથી તુ પ્રગટ થૈ છે જોતાં જક્તની માંહ્ય જણે છે
તારી તુલના વાપી રહી છે વદેજીવ ૧
ઉદભીજમાં અવતરીઓ તોયે એકે યોગ ન સરીઓ
આજ ન્યારો પંથની સરીઓ વદેજીવ ૨
ભમ્યો ભવમાં હુવાર હજારો તોય ન જડયો ઉગરવાનો આરો
થયો છેવટ સંગ તમારો વદેજીવ ૩
પુર્ણ પદ્મની ભાગ્ય તમારૂં તેથી ખોલીઉ પાનુ હમારૂ
જેથી જડવાનું મોક્ષનુ બારૂ વદેજીવ ૪
કાષ્ટ રૂપે છો તમો કુમારી તત્વ ઓગણી વન્હી પ્રસારી
ગુરૂ સળગાવે તે નીર વીકારી વદેજીવ ૫
જેમ માળામાં પ્રેરળ્યો દોર તેમ બ્રહ્માંડનો અંકોર
અન્યો અન્ય થયુ એક ઠોર વદેજીવ ૬
ધન્ય ધન્ય છે કામની તજને દીધો સૌર વિચાર તે ભજને
જેમ પક્ષી ગળે કોઈ ગજને વદેજીવ ૭
કેહુ કામની તારૂ કરેશ તેથી નીશ્ચે જાણુછુ સરેશ
આશારામના સ્વામીને મળેશ વદેજી કાયા.

# શ્રી હરીની આરતી.

જગજીવન જુગદાધાર છો અંતરજામી ૨
યમનીયમ પ્રણવના સાક્ષર સરનામી.

જય જય જુગદાધાર જય જય જુગદાધાર.

શ્રી પાત રઘુપતિ યદુપતિ સચરાચરના જાણ
સકળ મનોદય કેરા કરતા છો કલ્યાણ. જય. ૨
રમણ રાધીકા કેરા ભક્ત તણા પ્રતીપાળ
યુગ યુગ દર્શન દેતા દીનબંધુ દીનદયાળ. જય. ૨
દાનવ માનવ દેવો ઇચ્છે આપનું શર્ણ
સત યુગ દ્વાપર ત્રેતામાં કળીમાં સૂણી કીર્તન કર્ણ. જય. ૨
જન્મ જન્મનાં પાપ કપાયે થાય ન કદીએ કલેશ
યમ યાતના વામે અંતરનો ઉપદેશ. જય. ૨
શ્રી ગીરીધર ગુણાતીત સમરે સહસ્ત્ર ફણી
સત્ચીત્તાનંદ સત્ય સ્વરૂપ ચત્રુભુજ ચૂડામણી. જય. ૨
રજો તમો સતો સ્વર સર્વેશ્વર છો
યુમનાં ગંગો તીટમાં તે પરમેશ્વર છો. જય. ૨
દામોદર દલરંજન નીરંજન આતમરામ
સમજો આદ્યક્ષરના પ્રભુ દાસ આશાના શ્યામ. જય. ૨

શ્રી સોભ્યાગ નામનો ગ્રંથ જેમાં ધોળ ગરબીઓ ગરબા મળી ૭૨ છે તેમાંથી સાત ધોળની પ્રથમ એકેકી ચોપાઇ લીધી છે. કી. ૦-૪-૦ પ્રભુ કૃપા કરશે તો બહાર પડશે.

શ્લોકઃ—સુખદુઃખાની સર્વાણી ત્વયા સહ વિભુજ્યત ॥

રાગ ધોળઃ—અમે ઇશ્વર માનીએ—એ રાગ.

સુખ દુઃખમાં ભાગ કરીશ હું,
સમો સાચવી કામ કરીશ, આજ્ઞા પાળુ પ્રીતથી.
કદી કરૂં નહી કુસંગ રહુ રૂડી રીતથી. ટેક. ૧
આવે આપની જેમ આરોગ્યતા,
રૂચિવત્ રસોઇ ધરીશ. આજ્ઞા.

પરણી ઉઠી ગોત્રજને નમીને માતા પિતાની આજ્ઞા લઇ સાસરે જાય છે. માતા શિક્ષણ આપે છેઃ—

રાગ ધોળ.

બેની પધારો સાસરે, માતા દે છે આશિષ;
અખંડ અહેવાતનતો હજો, જીવતાં રાખે જુગદીશ. બ્હેની ૧.

સુરેંદ્રવેલી— રાગ ધોળ.

પતિને જમ્યા વિના પહેલું ન ખાવું,
નગ્ન સ્વરૂપે કદીએ ન ન્હાવું.
આજ્ઞા વિના અન્ય જાગ્ય ન જાવું,
સ્વામિથી તરવું સંસારમાંરે. ટેક. ૧

નરેંદ્રવેલી—આવજો આવજો બ્હેની સંદેશો સારો કહાવજો,
જોઇતું હોય તે જરૂર મંગાવજો. આવજો. ટેક. ૧
સાસુ સસરાની સંભાળ લેજો,
પૂછે તેને પ્રિય ઉત્તર દેજો;

શુચિમુદ્રા—પળ પળ ઉપયોગી કામ, તેમાં રાખજે હામ, કહું છું.
અગમ વિચારી ઠામ જોઇને વાપરજો દામ. શિક્ષા.

સોહાગ ચંદ્રિકા— **રાગ ધોળ.**

શુકન "સોહાગના ફળજો. બ્હેની વ્હેલેરાં વળજો. ટેક. ૧
એક સ્વામી એક પ્રભુને જાણી, માત તાત બ્હેની ઉર લેજો વાણી;
તાપ ત્રિવિધિના ટળજોરે, બ્હેની. ૨
ચાર વેદ આચાર આદરજો, પાંચ પ્રાણ પંચ પોષીને ભરજો,
દીનતાનું દળણું દળજો રે. બ્હેની. ૩

સતીનો વિનતિ પત્રઃ— **રાગ ધોળ.**

સતી કહે છે મતિ, જાતાં પતિનીજ પંથ,
કહ્યા રીતે ચાલજો કોમળ મારા કંથ, ટેક.
જુગારીની પાસે જઇ રમશો ના હોડ,
મુરખાની સાથે નવ કરશો માથા ફોડ;
મોહ ભર્યા માનવીની કાઢશો ના ખોડ. સતી૦ ૨

## છંદ ચોપાયા.

કરજ કરીને કર્યા વરા બહુ ફોગટ ફંદમાં ફુલ્યા,
આવકનો નવ અંક નિહાળ્યો તે દુનિયામાં ડુલ્યા.
વિદ્યા ભણતાં આળસ આણી ખરા રંગ ના ખુલ્યા,
પાછળથી પસ્તાવો પામી તે દુનિયામાં ડુલ્યા.
પરનારીની સંગે ફરીયા વેચાયા અમૂલ્યા,
ખર બનીને ખાધાં ખાસડાં તે દુનિયામાં ડુલ્યા.

હરિસેવામાં હિત ના ચોટયું ભલો મર્મ તે ભૂલ્યા;
માથે વાગ્યાં મોત નગારાં તે દુનિયામાં ડુલ્યા.
જન્મ ધરી સતસંગ ન કીધો દુર્જન સંગે ઝુલ્યાં,
આશા અંતે થઇ ફજેતી તે દુનિયામાં ડુલ્યા.

ન્યાયનૌકા ભાગ ૧, વાંચો વાંચો ! !
ખુબીનો ખજાનો, રસની રેલી, ને વિવેકની વેલી,

સંસાર સાગર-સમુદ્ર છે ત્યાં કાયા [illegible] નગર છે તેમાં ૨૧૬૦૦ ભોવન છે ને ૩૨૪ કારીગરની દુકાન છે. ૭૦૦ શેરીઓ છે. ૧૦ દરવાજા છે. ૩ા કરોડ વનસ્પતિનાં વૃક્ષો છે. એ નગરનું વર્ણુન બ્રહ્મા ધારે તોપણ પાછા પડે તેમ છે. જ્ઞાનસાગર રાજા રહે છે ને વિવેકસાગર પ્રધાન છે. રાજાને વિચારચંદ્રોદય પુત્ર છે. પ્રધાનને અક્કલઇંદિરા પુત્રી છે. એક સમયે નારદ અકલઇંદિરાને ભોવન પધાર્યા ને પુછયું. બહેન ! તું લગ્ન કેમ કરતી નથી, ત્યારે અકલ ઇંદિરા કહે છે. મારા પ્રશ્નનો ઉત્તર કરે તે મને વરે.

નારદ—પ્રશ્ન શો છે ?

અકલઇંદિરા— દોહરો.

શું તરવાનું સ્હેલ છે, શું તરવું મુસ્કેલ ?

નારદ-અંગ, બંગ, અવંતિ, આંધ્ર, મારૂ, કોકણ, કલિંગ, ને કર્ણાટક વિગેરે દેશો તથા તળ, તળાતળ, રસાતળ, વિગેરે ફરી વળ્યા. છેવટે રાજપુત્ર વિચારચંદ્રોદયને

પૂછતાં તેણે જવાબ કહ્યો.

અશ્વ તરવો સ્હેલ છે, પર્વત ચઢવો સ્હેલ;
ત્રીસા તુરંગ મુરખમતિ તે તરવાં મુશ્કેલ.

ધારેલો ઉત્તર મળવાથી અકલઈંદિરાએ વરમાળ આરોપી દરરોજ નવા પ્રશ્ન પૂછેછે તેના ઉત્તર મળે છે. જ્યોતિષ, વૈદ્યક, શિલ્પ, ગણિત વગેરેથી ન્યાયના આડંબરથી ભરેલો ૭૦૦ દોહરા ૨૨૨ છંદ, રસ અલંકારથી ભરેલો ગ્રંથ બહાર પાડનાર છે

### દોહરા.

અક્ષર અવસર ચુકિયો, મળે ન તેનો મેળ;
આશા રાખે આખડી, ફળે ફરી ના કેળ.
શહેર ભલુ શા કામનું હોય ન પાસે દામ;
બેટી ભલી શા કામની, બોળે બાપનું નામ.
વાહન વિદ્યા વિત્ત ને, વનિતાને હથિયાર;
પોતાનાં પરકર જતાં, દેછે દુઃખ અપાર.
સાધુને સરકારનો, વંશ કદીના જાય,
છતે છોકરે માસ્તરો, ઘડી રોટલા ખાય.
સુભા મળે ત્યાં વાદમાં, વાચક વદે મધુર;
બોલતા બંધાયના, એ પણ એક ચતુર.
મીઠાશ ધાન્ય તણી ભલી મીઠી જેમ લલુર;
દાંતોને મીઠે જાણે, એ પણ એક ચતુર.

એ રીતે ઘણા રસ અલંકાર સાથે કિંમત રૂ. ૧).

---

# આ પુસ્તકો લેઈ બંક્ષીસ આપનાર સદગ્રહસ્થો.

## શહેરના સદગ્રહસ્થો — અ..દાવાદ.

૧૦૦—૧૦૦—૧૦૦

| | |
|---|---|
| સેઠ. બાલાભાઈ દામોદરદાસ | સાંકડીશેરી. |
| સેઠ. અમરતલાલ દામોદરદાસ | સાંકડીશેરી. |
| સેઠ. હીરાલાલ ત્રીકમલાલ | સાંકડીશેરી. |
| સેઠ. મણીલાલ રણછોડદાસ | ચંગપોળ. |
| સેઠ. ચુનીલાલ નગીનદાસ ફુલચંદ | ર ...વાળા. |
| પટેલ. સોમનાથ ભુધરદાસ | રાયપુર. |
| રા. રા. બાપુભાઈ જગનનાથ | નવતાડ. |
| સા. કસનદાસ મોહોલાલ | સાંકડીશેરી. |
| સા. જીવલવદાસ જેઅેકસનદાસ | રાજા મેહેતાની પોળ. |
| પરી. હરગોવનદાસ લખમીચંદ | કટકીઆવાડ. |
| સા. ભીખાભાઈ સાંકલચંદ ચુડગર | ,, |
| રા. રા. નાથાલાલ માધવજી | રતનપોળ. |
| પટેલ. વરજભુખણદાસ હરગોવનદાસ | મામુનાયકની પોળ |
| પટેલ. વાડીલાલ ચીમનલાલ | મામુનાયક... |
| પંચોળી. ભુલાભાઈ હીરાચંદ મોડપાના | .ળ લાલ પ |
| સોની ગોવીદરામ દયારામ | |
| લુવાર. અમરતલાલ કેવલદાસ | કડ. |
| ઠક્કર ...ભાઈ રણછોડ | સાંક... |

| | |
|---|---|
| શા. પાનાચંદ જીવરુદાસ કેદાર | સાંકડીસેરી. |
| શા. જેઠાભાઈ લાલલાલ | ધનાસુતારની પોળ. |
| શા. ચુનીલાલ રૂગનાથદાસ | રાજામહેતાની પોળ. |
| શા. ... ગુલાબચંદ | લાલાભાઇની પોળ. |
| સેઠ. વલ્લભાઈ ... દાસ | મુબાઈ |
| શેઠ. ...રદાસ તારાચંદ | ગામ સલાડના પ્રાંત. વડોદરા. |
| શે. વલવભાઈ કાસીભાઈ | ગામ કોઠીઆ. |
| ઠકર. નાથાભાઈ ...રામ | ગામ પાદરા. |
| માણેકલાલ દલસુખરામ | ચંગપોળ. |

---

## દોહરો.

નહી કવિ નહીં અનુભવી નહીં દાતા નહીં શૂર;
એક હરીના નામનો આશોદાસ મજુર.
... નહી ...રાગ નહીં નહીં જડેલા લાગ;
જમ તમ પ્રભુન નામમાં પેઠો દેખી માગ.
પરખ્યુ જેણે જક્ત આ તેને સુ અરપાય;
હરીના ગુણનાં તો આશો ગાય:

---